# દગો

## દેખાવ ૧ લો

[ રોમના એક ખાનગી મકાનમાં રાતના દશેક માણસો બહુજ ગંભીરતાથી બેઠા છે. દીવાનું તેજ સાધારણ છે. ]

**કેયસ કેસિયસ**—( દશ માણસો સાંભળી શકે એટલાજ અવાજે ) ભાઈઓ! આપણે આજે બહુ જરૂરને કામે ભેગા થયા છીએ. આવતી કાલે તો ૧૫ મી માર્ચ છે; માટે જે નિર્ણય છેવટનો કરવો હોય, તે આપણે આજેજ કરી લેવાનો છે. આપણા બધાનો એમજ વિચાર ચોક્કસ થાય,

કે જુલિયસ સીઝર નજ જોઈએ, તો તે માટે આવતી કાલે આપણે કેવી રીતે વર્તવું તેનો નિર્ણય પણ અત્યારે કરી લેવાનો છે.

હું પોતે તો ભાર દઈને કહું છું, કે સીઝર હવે આપણા–લોકોના કે રાજ્યના–કામનો રહ્યો નથી. જ્યારથી એણે રાજા થવાનો મનસૂબો કર્યો છે, ત્યારથી એની મતિ ફરી છે. સીઝર જો રાજા બની બેસે, તો તો પછી રોમની સ્વતંત્રતાનું સત્યાનાશજ વળી ગયું સમજો. રાજાઓ પ્રજાના રક્ષક નથી, ભક્ષક છે–એ આપણે ક્યાં નથી જાણતા ? સીઝર રાજા બનીને શા શા જુલમો નહિ ગુજારે ?

કેટલાક લોકોને એમ પણ કહેતા સાંભળ્યા છે, કે સીઝરને રાજા બનવાની જરાય ઇચ્છા નથી; પણ એ વાતને જૂઠી માનજો. બ્રુટસ જેવા સમજુ ને શાણા શહેરી પણ આજે આપણી સાથે ઊભા રહ્યા છે, એ શું કહી બતાવે છે ? સીઝર રાજા બનવાને પૂરતી ખટપટ કરી રહ્યો છે, એમાં લેશ માત્ર શંકા નથી. બ્રુટસ ! તમે શું ધારો છો ?

બ્રુટસ—( સંભળાય એટલે ધીમેથી ) ભાઇઓ ! ભાઇ કેસિયસે જે શબ્દો કહ્યા, તે સાથે હું અક્ષરે અક્ષર મળતો છું. મને જ્યારે ચોક્કસ એમ લાગ્યું, કે સીઝરને રાજા થવાની મહેચ્છા થઇ છે, ત્યારેજ હું તમારા પક્ષમાં ભળ્યો છું. બાકી તમે મને ક્યાં નથી જાણતા, કે હું સો ગળણે ગળીને પાણી પીઉં તેવો છું ? વળી, હું તો સીઝરનો દોસ્ત છું; આજે પણ એનો દોસ્ત છું; છતાં હું આજે સીઝરની વિરુદ્ધ કેમ ઊભો છું ? એટલાજ માટે, કે સીઝરની દોસ્તી કરતાં લોકોની સ્વતંત્રતા મને વધારે પ્યારી છે. સીઝર રાજા બને ને લોકોના હક્ક ઉપર તરાપ મારે, એ કરતાં હુંજ સીઝરની દોસ્તી ઉપર તરાપ મારું અને એ દોસ્તી રદ કરું, એ મને વધારે વાજબી લાગ્યું છે. સીઝર ગમે તેટલો સારો છે—અલબત્ત દોસ્ત તરીકે એ માથું આપે એવો છે—છતાં રાજા તરીકે તો તે છેકજ બદલાઈ જવાનો, એમાં મને જરાય શંકા નથી; માટે હું ઇચ્છું છું, કે આપણે અત્યારે સીઝરના મોતનો વિચાર ચોક્કસ પાયે કરી લેવો.

**કેસિયસ**—સિમ્બર ! તમે શું ધારો છો ?

**સિમ્બર**—મારો નિર્ણય તો છે તેનો તેજ છે, કે સીઝરને હતો ન હતો કરીજ નાખવો. રાજાઓ તો પ્રજાનું અહિત કરનારા છે, એમાં સંશયજ નથી. સીઝર રાજા બને તો, જરૂર એ પ્રજાનું હિત જોઈ શકવાનોજ નહિ. ત્યારે શું આપણે પ્રજાના હિતને ભોગે સીઝરને રાજા બનવા દેવો ? કદી નહિ. લોહીની નદીઓ વહેવી હોય, તો ભલે વહે; પણ સીઝર રાજા તરીકે તો જોઈએજ નહિ. રોમન પ્રજા સ્વતંત્ર છે, ને સ્વતંત્રજ રહેવી જોઇએ.

**કેસ્કા**—ભાઇઓ ! જે લોકો એમ કહે છે, કે સીઝર રાજા થવા નથી માગતો, તેઓ તદ્દન ભૂલ ખાય છે. સીઝરને રાજા બનવું છે, તેથી તો એણે ખોટો જોષ જોવડાવ્યો, ને જોષીઓ પાસે જાહેર કરાવ્યું, કે "પાર્થિયા જીતવું હોય, તો રાજા વિના નહિ જીતાય." કેવો પ્રપંચ ! બીચારી ભોળી રોમનપ્રજા આ કપટ ક્યાંથી સમજી શકે ?

શું રાજા હોય તેજ પાથિયા જીવી શકે? જુઓને, કેવી વિચિત્ર વાત કહેવાય! પણ આ તો સીઝર ખૂદનું કાવતરુંજ છે; અને એવું કાવતરું રચીને એ ભાઈસાહેબને રાજા બની બેસવું છે! પણ આપણે ખરા હોઈએ, આપણને રોમનું દાઝતું હોય, તો સીઝરને કદી રાજા થવા નજ દેવો; એટલુંજ નહિ, પણ આવતી કાલેજ એનો ઘડોલાડવો કરી નાખવો જોઈએ.

**ડેસિમસ**—ખરેખર, ભાઈઓ! કેસ્કા કહે છે, એ સત્ય છે. લોકો બીચારા ભોળા છે, તે સીઝરનું પાપી અંતર પારખી શકતા નથી. સીઝરને રાજા બનવું તો છેજ, પણ બહારથી ડોળ એવો કરે છે, કે લોકો છેતરાય. યાદ કરોને, પેલી મીજબાની વખતેજ સીઝરને તો રાજા બની બેસવું હતું; પણ સમય જોઈએ તેવો અનુકૂળ ન લાગ્યો, એટલે વાત સંકેલી લીધી, ને જાહેર એવું કર્યું, કે મને રાજા બનવું પસંદજ નથી.

**કેયસ**—એ વાત જાહેર કરનાર તો માર્ક એન્ટની ને?

**ડેસિમસ**—એજ; સીઝરનો મિત્ર. એ ભાઈસાહેબ એન્ટનીએ તો સોનાનો મુગટ પણ તૈયાર રાખ્યો હતો. સીઝરને જેવો તેવો ખટપટી ને કપટી ન ધારતા. એ તો જબરો ખેલાડી છે. આખી દુનિયા ડોળી વળ્યો છે. એના જેવો પક્કો તો કોઈ નહિ હોય.

**કૈયસ**—ત્યારે આ બધી વાત ઉપરથી મને તો એટલું સમજાય છે, કે આપણે સીઝરને ઠાર કરવો. મારું ધારવું બરાબર હોય, તો સૌ ભાઈઓ હાથ ઊંચા કરો.

(બધા હાથ ઊંચા કરે છે.)

વારુ; ત્યારે હવે એ કામ આવતી કાલેજ કરી નાખવું ને?

**બ્રુટસ**—આવતી કાલજ છેલ્લો દિવસ છે. જો કાલે એ કામ નહિ થયું, તો પછી સીઝર રાજા બની બેસશે; અને પછી તો કોઇનું કારસ્તાન એ ફાવવાજ નહિ દે.

**સિમ્બર**—પછી આપણને તો એ વીણી વીણીને શૂળીએ ચડાવશે.

**કેસ્કા**—પણ એ વખત આવવાજ શાને દેવો?

**કેયસ**—નહિજ આવવા દેવો. વારુ; ત્યારે આવતી કાલે આપણે બધાએ છરા લઈને સભામાં જવું; અને સીઝર એને આસને આવીને બેસે, કે તરતજ એને વાતમાં રાખી, ઘા કરી લેવો.

**બ્રુટસ**—પહેલો ઘા કોણ કરશે?

**કેસ્કા**—હું કરીશ, હું.

**કેયસ**—શાબાશ, વીર! પણ ભાઈઓ! ધારો, કે આવતી કાલે સીઝર સભામાં આવેજ નહિ તો?

**બ્રુટસ**—ન આવે એવું તે હોય? આવતી કાલ તો એને મન હરખનો દિવસ છે. કાલે તો એને રાજા બનવું છે!

**સિમ્બર**—સીઝરને સભામાં મારે લાવવો. હું એને ઘેર પહોંચી જઈશ; અને નહિ આવતો હોય, તો મનાવીપટાવીને પણ લઈ આવીશ.

**કૅસ્કા**—સિમ્બરનો મને વિશ્વાસ છે. એવું કામ એને બહુ આવડે છે.

**કેયસ**—બહુ સારું ત્યારે; હવે આપણું કામ પતી ગયું છે. જો જો, આવતી કાલે સૌ સાવધ રહેજો.

**બ્રુટસ**—હથિયાર કોઈ દેખે નહિ એવી રીતે સંતાડજો.

**કેયસ**—ભાઈઓ! હવે આપણે એક પછી એક ચૂપકીથી ચાલ્યા જઈએ.

(સૌ કાવતરાખોરો એક પછી એક ચૂપકીથી ચાલ્યા જાય છે.)

## દેખાવ ૨ જો

[તા. ૧૫ મી માર્ચની સવારમાં સીઝર રાજસભામાં આવવાની તૈયારી કરી રહ્યો છે, એટલામાં એની સ્ત્રી કેલ્પુર્નિયા સીઝર પાસે આવે છે.

**કેલ્પુર્નિયા**—જુલી ! તમે કયાં જવાની તૈયારી કરો છો ?

**સીઝર**—ખબર નથી ? આજે ૧૫ મી માર્ચ થઈ. આજે લોકો મને રાજાની પદવી આપવાના છે.

**કેલ્પુર્નિયા**—એ પદવી લેવા ન જાઓ તો ?

**સીઝર**—તો જોષીઓના કહેવા પ્રમાણે પાર્થિયા ન જીતાય.

**કેલ્પુ.**—એટલે આજે તમારે સભામાં જવુંજ જોઇએ ?

**સીઝર**—હા; આજે લોકો મને રાજાની પદવી આપશે; પછી હું રાજા બનીને પાર્થિયા જીતવા જઇશ;

અને જોષીઓના કહેવા પ્રમાણે જીત મેળવીને પાછો આવીશ.

**કેલ્પુ.**—જુલી! આજે હું તમને કોઈ વાતે સભામાં જવા દેવાની નથી.

**સીઝર**—આજે મારે જવુંજ જોઇએ. રોમના ભલા માટે મારે આજે રાજા બનવા જવુંજ જોઇએ.

**કેલ્પુ.**—તમને પોતાને તો રાજા બનવાનો હરખ નથી ને?

**સીઝર**—ના.

**કેલ્પુ.**—તો આજે નજ જાઓ.

**સીઝર**—આમ ના પાડવાનું કારણ?

**કેલ્પુ.**—કારણ? કારણ છે; આજે સવારમાંજ મને ભયંકર સ્વપ્ન આવ્યું.

**સીઝર**—એવું ભયંકર સ્વપ્ન તે શું આવ્યું?

**કેલ્પુ.**—બહુજ ભયંકર; કહેતાં મારી જીભ ન ઊપડે એવું ભયંકર.

**સીઝર**—સ્વપ્નમાં તારા ઉપર કાંઈ આફત આવી હતી?

**કેલ્પુ.**—હા.

**સીઝર**—તને કોઈ મારી નાખવા આવ્યું હતું?

**કેલ્પુ.**—મને મારી નાખવા આવ્યું હોત, તો તો એ સ્વપ્ન મને ભયંકર ન લાગત.

**સીઝર**—ત્યારે શું તારા સ્વપ્નમાં મને મારી નાખવા કોઈ આવ્યું હતું?

**કેલ્પુ.**—જુલી! જુલી! મને વધારે ન પૂછો. હું કહું છું, કે તમે આજે સભામાં નજ જાઓ. મને બહુ ભયંકર સ્વપ્ન આવ્યું હતું; અને તે વળી આજે પારોઢિયેજ આવ્યું, એટલે તો મને કશું ચેન નથી પડતું. જુલી! મારી ખાતર આજે તમે સભામાં નજ જાઓ.

**સીઝર**—પ્રજાની ખાતર આજે મારે સભામાં જવુંજ જોઈએ.

**કેલ્પુ.**—મારા કરતાં પ્રજા તમને વધારે વહાલી છે?

**સીઝર**—હા; પણ એથી કાંઈ તું મને ઓછી વહાલી છે, એમ ન સમજજે.

**કેલ્પુ.**—જો વહાલી હોઉં, તો મા_ આટલું કહ્યું માનીને આજે તમે સભામાં ન જતા.

[ સિમ્બર ઓરડામાં દાખલ થાય છે. ]

**સિમ્બર**—મહારાજ! જલદી પધારો ને. સભા આખી રાહ જોઇને બેઠી છે. આપને આવતાં મોડું થયું, તેથી મને ખબર કાઢવા અને આપને તેડવા મોકલ્યો છે.

**સીઝર**—આવ, સિમ્બર! હું સભામાં આવવાનીજ તૈયારી કરી રહ્યો છું.

**કેલ્પુ.**—જુલી! આજે તમે નજ જાઓ. મારું આટલું વેણ ભલા થઇને માનો હો. પછી કાલે તમને કાંઇ નહિ કહું.

**સીઝર**—આવાં ગાંડાં વેણ ન કાઢ; જો, આ સિમ્બર મને તેડવા આવ્યો છે.

**સિમ્બર**—અરે, મહારાજ ! તમે જરા ઉતાવળ કરો તો સારું; કારણ કે આખી સભા કયારની ઊંચી નીચી થઈ રહી છે.

**સીઝર**—એન્ટની આવી ગયો છે ?

**સિમ્બર**—એન્ટનીએજ મને અહીં મોકલ્યો. જલદી કરો, મહારાજ !

**કેલ્પુ.**—જુલી ! ખોળા પાથરીને કહુ છું, કે આજે તમે ન જાઓ. આજે મારો જીવ બહુ બળે છે.

**સીઝર**—ગાંડી રે, ગાંડી ! તું તો સદાયની આવી વહેમીજ રહી ! સ્વપ્નાં તે કદી ખરાં હોતાં હશે ?

**સિમ્બર**—મહારાજ ! જેટલી ઉતાવળ થાય, તેટલી કરજો. લોકો આજે સભામાં એટલા બધા ભરાયા છે, કે તમારા વિના ત્યાં હોહા થઈ રહી છે. તમે આવશો, ત્યારેજ સભામાં શાંતિ થશે.

**સીઝર**—હું તૈયાર છું; કેલ્પુર્નિયા ! હું જાઉં છું; અને હમણાંજ પાછો આવું છું.

[ કેલ્પુર્નિયા કશો ઉત્તર આપતી નથી. સીઝર ને સિમ્બર ચાલ્યા જાય છે. ]

## દેખાવ ૩ જો

[ રોમની રાજસભામાં લોકોની મેદની જામી છે. સીઝર એક ઊંચે આસને બેઠો છે. કાવતરાખોરો સીઝરની બેઠકની પાસેજ તૈયાર થઈને બેઠા છે.]

**સીઝર**—પ્યારા રોમનો ! તમારો સ્નેહ મને ભાન ભુલાવે છે. આજે મારે રાજપદ ધારણ કરવુંજ પડશે ?

**એક રોમન સભાસદ**—એમાં છૂટકોજ નથી. જોષીઓએ કહ્યું છે, તે મિથ્યા ન હોય; માટે તમારે આજે રાજપદ ધારણ કરવું પડશે.

**સીઝર**—એન્ટની ક્યાં ? એ કેમ દેખાતો નથી ?

**સિમ્બર**—હમણાં આવવો જોઈએ.

**સીઝર**—સિમ્બર. તુંજ કહેતો હતો ને, કે એન્ટની મારી રાહ જુએ છે ?

**સિમ્બર**—(એકદમ સીઝરના આસન પાસે ધસી જઇ નમી પડતાં) હા, હુંજ કહેતો હતો; પણ હવે માફ કરો; હું જૂઠું બોલ્યો હતો.

[ તરતજ બીજા કાવતરાખોરો સીઝરની આસપાસ "માફ કરો, માફ કરો" ની બૂમો પાડતા વીંટળાઈ વળે છે.]

**સીઝર**—(એકદમ ચોંકીને) આ બધો ગોટાળો શાનો? તમારે કહેવું હોય, તે દૂર ઊભા રહીને કહો.

**કેસ્કા**—(સીઝરના બરડા ઉપર છરો હુલાવતાં) અમારે આટલુંજ કહેવું છે.

**સીઝર**—(કેસ્કાને જોતાં) ધિક્! નામર્દ! આવો દગો! (ઊભો થતાં) ઊભો રહે, કમજાત!

[ સીઝર ઘા વાગ્યો હોવા છતાં ઊભો થવા જાય છે, પણ ત્યાં તો બીજા કાવતરાખોરો "મારો, મારો, જાનથી મારો" ની ચીસો પાડતા સીઝરને ઝાલી રાખે છે.]

**કેસ્કા**—દોસ્તો! મારો, જાનથી મારો આ સત્તાલોભી સીઝરને.

[સભાના લોકો તો ભયભીત થઈ જાય છે; એમને કશી ખબર નથી પડતી, કે આ એકાએક શું થયું? એટલામાં બ્રુટસ છરો ઉગામી સીઝર પાસે પહોંચી જાય છે.]

**બ્રુટસ**—દોસ્તો! હવે વિલંબ ન કરો.

[સૌ કાવતરાખોરો સંતાડેલા છરા બહાર કાઢી, સીઝર સામે ઉગામે છે. સીઝર છૂટવાને આંચકા મારે છે.]

**સીઝર**—(બ્રુટસને જોતાં) બ્રુટસ! અરે! બ્રુટસ! તું પણ? તું પણ કાવતરામાં સામેલ?

[સીઝર ઢીલો પડી જાય છે. છૂટવાનાં ફાંફાં મારવા મૂકી દે છે.]

મારો, મને મારો, ખુશીથી મારો; બ્રુટસને હાથે મોત ક્યાંથી?

[કાવતરાખોરો સીઝરને છરા મારી વીંધી નાખે છે.]

## સમાપ્ત.

ચૌધરી અને પંચોળી કૃત

# બાલોપયોગી પુસ્તકો

## : : બાલનાટકો : :

| | |
|---|---|
| સુદામો (૨ જી આવૃત્તિ) | ૦—૬—૦ |
| રાજસૂયયજ્ઞ (અંક ૧લો) | ૦—૪—૦ |
| સીતાહરણ | ૦—૫—૦ |
| ડાહ્યું કોણ ? | ૦—૩—૦ |
| દગો | ૦—૧—૦ |
| માતાને ખોળે | ૦—૧—૩ |
| દેશને ખાતર | ૦—૧—૩ |
| રણમેદાને | ૦—૧—૦ |
| ભાઈનું બલિદાન | ૦—૧—૦ |

## : : બાલવાર્તાઓ : :

| | |
|---|---|
| બજરંગી હનુમાન | ૦—૩—૦ |
| કંસવધ | ૦—૨—૦ |




પ્રકાશક:
જેઠાલાલ છ. ચૌધરી
ગોપીપરું, સુરત.

મુદ્રક:
નારાયણરાવ એલ. નીકમ,
શંકર પ્રી. પ્રેસ, ચૌટાબજાર—સુરત.